# થુળિભદ્રની શીયળવેલ.

## દુહા.

સયલ શુહંકર પાસજી ॥ સંખેશ્વર સિરદાર ॥ સંખેશ્વર કેશવ જરા ॥ હરત કરત ઉપગાર ॥ ૧ ॥ સરસ વચન રસ વરસતિ ॥ સરસતી ભગવતી જેહ ॥ સુભમની દાયક સુભગુરૂ ॥ પ્રણમું ત્રીકરણ એહ ॥ ૨ ॥ ભદ્રંકર થુલિભદ્રજી ॥ સાધુ સકળ સીરદાર ॥ તાપ તપીત કંચન પરે ॥ શુર કહે દુઃકરકાર ॥ ૩ ॥ લલિત વચન પદ પદની ॥ રચશું શિયળની વેલ ॥ બાળક બાહુ પસારીને ॥ જળ નીધી માન કરેલ ॥ ૪ ॥ સુણતાં સજ્જન સુખ લહે ॥ દુરજન મન કોળાય ॥ પય પાને પુષ્ટી વધે ॥ વિષધરને વિષ થાય ॥ ૫ ॥ વ્રતધારા નિશ્ચલ હુવે ॥ ભદ્રકને શુભ રાગ ॥ વૈરાગી વૈરાગ્યતા ॥ પંડિત વચનરસ લાગ ॥ ૬ ॥ જલધર જળ વરસ્યું ભુવી ॥ ઇક્ષુ પ્રમુખ રસ જેમ ॥ ચતુર વિવેકી રીઝશે ॥ રચશું રચના તેમ ॥ ૭ ॥

## ઢાળ ૧ લી.

ગોકુળ મથુરાંરે વહાલા એ દેશી.

પાટલીપુરમાંરે જ્યારે ॥ નવ નવ રસ કૌતક ચાગુગા
મ સુખીયા પ્રાણીરે ઝાઝા ॥ રાજ્ય કરે છે શ્રીનંદરાજા ॥

૧ ॥ પાડલીપુરમાંરે પ્યારે ॥ આં૦ ॥ સકડાલમંત્રીરે જાણો નાગર નાતી સુજાન વખાણો ॥ કમળમુખી કગળા અનુસરાણી ॥ સુંદર લાછલદે તસ ઘરાણી ॥ ૨ પાડ૦ ॥ પુત્ર ભલેરારે પાત્ર ॥ શ્રી થુળીભદ્ર સરીયો નાત્ર ॥ પુત્રી સાતેરે મળીયાં ॥ જવ નંદન તેહને અટકળીયાં ॥ પાડ૦ ૩ ॥ ચતુરાઈ કુ રાંરે કહીયે ॥ થાનક નિતી શાસ્ત્રે એમ લહીયે ॥ પંડિત સાથેરે ભળતાં ॥ રાજસભા વિન વેશે ભળતાં ॥ પા૦ ૪॥ શાસ્ત્ર પઠન દેશાંતર ફરીયે ॥ રહીયે નિત વેશ્યા મંદીરાએ ॥ તો ચતુરાઈરે આવે ॥ ઈમ થુળીભદ્ર તિહાં દીલ લ્યાવે ॥ પાડ૦ ૫ ॥ તાતની આણારે માગી ॥ દ્રવ્ય સહિત ચાલ્યા વડભાગી ॥ કોશ્યા દેખીરે થંભે ॥ સુભ સણગાર શરીર અચંભે ॥ પાડ૦ ૬ ॥

## ઢાળી ૨ જી

ગોકુળની ગોવાલણી મહી વેચવા ચાલી. એ દેશી.

નાર વધુ સોહામણી રૂપે રંગે સારી ॥ સકળ સ્વરૂપ નિહાળતાં સુર સુંદરી હારી ॥ ૧ ॥ સરદ પુનમનો ચંદ્રમા મુખ દેખી હરાવે ॥ અધર અરૂણ પરવાલની પણ ઉપમ ન આવે ॥ ૨ ॥ દંત જિસ્યા દાડમ કળી ફુલ વપણી ખરતાં ॥ નાશા ઉપમ ન સંભવે સુક ચંચુક ધરતાં ॥ ૩ ॥ લોચનથી મૃગ લાજીયો સસી મંડળ પેઠા ॥ સુંદર વેણ વિલોકીને ફણીધર ભુવી પેઠા ॥ ૪ ॥ પાણી ચરણને જોઈ

ને જળ પંકજ વસીયાં ॥ કળસ ઉરોજને દેખીને બવણો દધી પ્રસીયાં ॥ ૫ ॥ લંક કટી તટ કેસરી ગીરી કંદર જાસી ॥ મોહની મંત્ર મસ ઘડી નિવાતે જહાં વાસી ॥ ૬ ॥ દંત લાજી ચુડો કીધો હઈએ મોતીનો હાર ॥ કુંજની ચલી ચાલતી ॥ ત્રણ રતનજ હાર ॥ ૭ ॥ એહ ભરાણાં હાથીયા નાંખે સિર છાર ॥ અબળા તે સબળા થઈ અમને ધિક્કાર ॥ ૮ ॥ કંચુવો કસબી કોરનો હાથે સોનાનો ચુડો ॥ મોહનગારી પ્રેમમાં રસ વાધ્યોછે રૂડો ॥ ૯ ॥ શિર તિલક વાળી સજી સોળે શણગાર ॥ થુલિભ દ્ર ને દેખતાં મોહ્યા તેણી વાર ॥ ૧૦ ॥ હવે તે હરાણાખીચે આલીંગ્યો ધરી નેહ ॥ પીન પયોધર બાગમાં ઝુલ્યો પડ્યો તેહ ॥ ૧૧ ॥ નીત નવલી ક્રીડા કરે નીત નવલા ભોગ ॥ સરસ સુભોજન અમ્રત સમાં આરોગે સુર ભોગ ॥ ૧૨ ॥ પંચ વીખય સુખ લીનમાં બાર વરસ નીગમીયા ॥ સાડી બાર ધન ક્રોડસું સુખ રંગે રમીયા ॥ ૧૩ ॥

## ઢાળ ૩ જી

### હો જસોદાના જાયા. એ દેશી.

કાળ ગયો નવી જાણીયોરે ॥ વેશ્યા વિલુધો તેહ ॥ છેલ ન છોડીયેરે ॥ ઘર રૂપા બ્રાહ્મણને સંજોગે ॥ સકડાલ મં ત્રી નેહ ॥ ૧ ॥ છેલ ન છોડીયેરે ॥ આંકણી ॥ નંદન રેસું કાપીયોરે ॥ મંત્રી મરણ બહુ લાજ ॥ છે૦ ॥ સહુરે

સરેચા તેડાવોચારે ॥ દિઆ મંત્રી પદ કામ ॥ છે૦ ૨ ॥ મુજ બંધવ વેસ્યા ઘરેરે ॥ રંગે રમે એક ચિત્ત ॥ છે૦ ॥ માંસ નએ જળ માંછલીરે ॥ તાસ સરીસી પ્રીત ॥ છે૦ ૩ ॥ મંત્રીપણું દિચો તેહનેરે ॥ તેડાવી મહારાય ॥ છે૦ ॥ નંદ કહે સરીખા પ્રતેરે ॥ આણિ તું એણે ઠાય ॥ છે૦ ૪ ॥ સીખ લહી નર રાયનીરે ॥ પોહોતો સરેચા ત્યાંહે ॥ છે૦ ॥ બંધવને પ્રણમી કહેરે ॥ તેડે નરીંદ ઉછાંહે ॥ છે૦ ૫ ॥ સાંભળી કોસ્યાને કહેરે ॥ જઈ આવું એક વાર ॥ છે૦ ॥ હવે વળતું વેસ્યા કહેરે ॥ સુણ સુભ વીર કુમાર ॥ છે૦ ૬ ॥

## ઢાળ ૪ થી

### તમે વસુદેવ દેવકીના જાયાજી લાલજી આાકડાડા એ દેશી.

કોસ્યા વેસ્યા કહે રાગીજી ॥ મનોહર મન ભમતા ॥ કિહાં જાસ્યો પીઉ સોભાગીજી ॥ મનોહર મન ભમતા ॥ નહી જાવા દું નીરધારજી ॥ મ૦ ॥ આપણું સ્યો નૃપ દરબારજી ॥ મ૦ ૧ ॥ કરતી ચતુરાઈ પ્રીત ચાળોજી ॥ મ૦ ॥ જાણો મુજને દેજ્યો ચાળોજી ॥ મ૦ ॥ એવડી સી કરવી આળોજી ॥ મ૦ ॥ એ પુરૂષને પાછો વાળોજી ॥ મ૦ ૨ ॥ પ્રીતમ પ્યારા તુમ ટાળીજી ॥ મ૦ ॥ નહી કોઈની હું એોસીયાળીજી ॥ મ૦ ॥ આવશે જો આવનીનો

ઈસુજી ॥ મ૦ ॥ તેહને પણ ઉત્તર દેસુજી ॥ મ૦ ૩ ॥ એમ કરતાં જો તમે હિંડોજી ॥ મ૦ ॥ તો મુજને સાથે તેડોજી ॥ મ૦ ॥ નવિ છંડુ તુમચો કેડોજી ॥ મ૦ ॥ પુરવ પ્રીતી રસ રેડોજી ॥ મ૦ ૪ ॥ વન ચરતે અમર ફળ દિઠુજી ॥ મ૦ ॥ ચાખ્યું તાં લાગ્યું મીઠુજી ॥ મ૦ ॥ કોઈ દેખાણુ તિહાં રઠ માંડુજી ॥ મ૦ ॥ પંગુ તે કરથી નમિ ઝાંડુજી ॥ મ૦ ૫ ॥ તિમ તુમ સમ હીરો પાયોજી ॥ મ૦ ॥ ભાગ્યદેવાનો જાયોજી ॥ મ૦ ॥ તુમે મોહની મંત્રને સાહ્યોજી ॥ મ૦ ॥ તુમસુ મુજ પ્રેમ તે વાહ્યોજી ॥ મ૦ ૬ ॥ રસીયાસું હું રંગ રાતીજી ॥ મ૦ ॥ પીઉ વિરહે હાંડે ફાતીજી ॥ મ૦ ॥ આ ઉભી પાલવ ઝાલીજી ॥ મ૦ ॥ હું તુમને અંતર વ્હાલીજી ॥ મ૦ ૭ ॥ શુભિ ભદ્ર કહે કહ મેલોજી ॥ મ૦ ॥ નૂપ બેટી આવીસ વેહેલાજી ॥ મ૦ ॥ તાહારા સગ જો હિંડાં રાચુજી ॥ મ૦ ॥ સુભ વીર વચન છે સાચુજી ॥ મ૦ ૮ ॥

ઢાળ ૫ મી.

ગોકુળની ગોપીરે ચાલી જળ ભરવા. એ દેશી.

કર ટાલ કરીનેરે ચાલ્યા ગુણ ભરીયા ॥ ધરી વીનય વિવેકરે જઈ નૂપને મળીયા. ॥ ૧ ॥ ભુપાળના મુખથીરે વાત સકળની સુંણી ॥ સંસાર સ્વરૂપનેરે ચિંતે સાર ગુંણી. ॥ ૨ ॥ જાં વાત ન જાણીરે વેશ્યા ઘર રમતાં ॥ આતમ શુ

ણ હોણીરે ભુલા ભવ ભમતાં ॥ ૩ ॥ કહે આવની રુણા-
ભીરે સી ચિંતા કીજે ॥ સકડાલને પાટેરે મંત્રીપણું લીજે ॥
૪ ॥ થુલીભદ્ર કહે તવરે આલોચી આવું ॥ આલોચ્ચે આ
ગળરે સુખ સંપદ પાવુ. ॥ ૫ ॥ પરણામ કરીનેરે અશોા-
કવને આવે ॥ સમતત્વ વિચારીરે લોચ કરયો ભાવે ॥ ૬ ॥
રત્ન કંબળનોરે તિહાં ઓઘો કીધો ॥ જઈ રાજ્ય સભાયેરે ધર્મ
લાભ દીધો. ॥ ૭ ॥ આલોચ્યું રાજાને મસ્તક મેં ઈહાં ॥
માહાવ્રત ઉચરવારે જઈસું ગુરૂ જિહાં. ॥ ૮ ॥ કોશ્યા ઘ
ર મુખેરે નૃપ જોવા ઉઠયો ॥ શબગંધ મુની સમરે દેખી
દિલ તુઠયો ॥ ૯ ॥ થુળિભદ્ર મુનીવરરે પંથે સોર ચલી-
યા ॥ સંભુતવિજેજીરે મારગમાં મળીયા ॥ ૧૦ ॥ ગુરૂપ્ર
ણમી બોલેરે મુજને દીક્ષા દિજે ॥ વંદે સુરી સમાંનીરે તો
અનુમતી લીજે ॥ ૧૧ ॥ સરીયા કેરીરે તિહાં આણા મા
ગી ॥ આચારજ પાસેરે લીધે વ્રત વૈરાગી ॥ ૧૨ ॥ સુરી
સાથ વિહારીરે સુત નીત અભ્યાસી ॥ આતમસુ વીલા-
સીરે રહે ગુરૂ કુલવાસી. ॥ ૧૩ ॥ સંજમ શું રમતારે નિ
સદિન મુનીરાયા ॥ નહિ મોહને મમતારે રંક સમા રાયા
॥ ૧૪ ॥ ઈછાદીક દસવિધરે વળી સમાચારી ॥ ચોમાસા
ઉપરે ગુરૂ અભીગ્રહ ધારી ॥ ૧૫ ॥ કુપાંતર જાવેરે એ
ક સરી કંદરીએ ॥ અહિબીજા થુળીભદ્રોરે વેશ્યા મંદીરી
એ ॥ ૧૬ ॥ ગુરૂ આણા વિહારીરે પાતકડાં ધુએ ॥ સુભ-
વીર વીચરિરે વેશ્યા વાટ જુએ. ॥ ૧૭ ॥

## ઢાળ ૬ ઠી

**સાહેલીરે ચેનીને પ્યાલારે તારા જળે ભરયા એ દેશી.**

હો સજનીરે પ્રીતમજી પ્યારો હજીય ન આવીયો ॥ હો-
સજનીરે ચાતુરરે નર ખબર ન કોઈ લાવિયો ॥ હો૦ ચા
ત્યારે મુજ કરી અવધી ઘડી પ્યારની ॥ હો૦ સુખીયો તે
સું જાણે વેદના નારની ॥ ૧ ॥ હો૦ એક વીરહ દુ
ખ બિજો ઘન જળ ગડગડે ॥ હો૦ દુખીયાના સીર ઉપર
દુખ આવી પડે ॥ હો૦ પાવસ માંસે જલ બરસે ઘન
ઘોરીયો ॥ હો૦ માહારેરે કંદર્પ તણો વન મોરીયો ॥૨॥
હો૦ ચાત્પરે૦ હો૦ સુ૦ ॥ હો૦ અંગ વીનાનો પનરે થાનક
નેં દહે ॥ હો૦ અંગુઠે ઘુંટોરે જંઘાયે રહે ॥ હો૦ જાનુ
ને સાથળરે ભગ નાભી ફરે ॥ હો૦ પંખને છાતીરે ઉરો
જા ધરે ॥ ૩ ॥ હો૦ ॥ ચા૦ હો૦ સુ૦ ॥ હો૦ ગળસ્થલ
લોચનરે નીલાડે સીરે ॥ હો૦ વિખધર વિખ વ્યાપ્યું મ
ણી મંત્રે હરે ॥ હો૦ બિખયા ઉરગી ડસે મુજ કાયા ગળે ॥
હો૦ બાઝલ દે જાયા વિણ નહી કોઈ જાંગુલાં ॥ ૪ ॥
હો૦ ચા૦ હો૦ સુ૦ ॥ હો૦ ચોણીને વેળારે પીઊ આવી મીળે ॥
હો૦ દોગટોયો સણગાર તો મુજને ફળે ॥ હો૦ બપૈયાને
વારે કિમ પીઊ પીઊ કરે ॥ હો૦ પાંખારે છેદીને ઉપર
લુણ ધરે ॥ ૫ ॥ હો૦ ચા૦ હો૦ સુ૦ ॥ હો૦ પીઊ માહરો
હું પીઊને પીઊ પીઊ હું કરૂ ॥ હો૦ થેડે થેડે દુખડે

જગ શાખુ સવે ॥ ૬॥ હો૦ મા૦ હો૦ સુ૦ ॥ હો૦ આસાડે જળ વરસે ગાજે વીજળી ॥ હો૦ વાહાલેસર વિણ સોપારી ઉજળી ॥ હો૦ કાલાંતર સુભવીર મુનીવર આવિયા ॥ હો૦ કોસ્યાએ મુગતાફળસુરે વધાવીયા ॥૭॥ હો૦ મા૦ હો૦ સુ૦॥

## ઢાળ ૭ મી.

### સનેહી વીરજી જયકારીરે એ દેશી.

વેશ્યાએ વધાવ્યા સ્વામીરે ॥ ઉભી આગળ શીર નામીરે ॥ કહે સાંભળો અંતર જામી ॥ ૧ ॥ વાહાલાજીની વાટડી અમ જોતાંરે ॥ આં૦ ॥ વિરહાનળ દાધી દેહરે ॥ ઘણા વરસ રહી હું ગેહરે ॥ પણ નાવ્યો તમીનો નેહ ॥ વા૦ ૨ ॥ કાંમી સમરે નિસી ઘોરારે ॥ જીમ જળધર ચંપે મોરારે ॥ જળ ચાતુક ચંદ્ર ચકોરા ॥ વા૦ ૩ ॥ જેઠ માસ તે જીમ તિમ કાઢયોરે ॥ મને અસાડ તે આવ્યો ગાઢોરે ॥ વળી આવ્યો તે માસ અસાઢો ॥ વા૦ ૪ ॥ પડવે દિન પીયુ સાંભરતારે ॥ નિસી ચાર તે ટળકા કરતારે ॥ આઠ પહોર ગયા દુખ ભરતા ॥ વા૦ ૫ ॥ બીજે બીજીઆને નિહાળીરે ॥ હું બાળપણાની બાળીરે ॥ મહેલી મુજને શું ભાળી ॥ વા૦ ૬ ॥ ત્રીજે દેખલ એક જમુરે ॥ આતસાળીએ તુમ રૂપ રાચ્યુંરે ॥ જોતા મનડું તિહાં લાગ્યું ॥ વા૦ ૭ ॥ ચોથે અવધી ઘડી ચારે ॥ ક

રી થાલ્યા ચતુર તણી નારરે ॥ હોય ચ્યાર વરસની બાર ॥ વા૦ ૮ ॥ પાંચમ પંચામૃત પાયોરે ॥ પંચ ખાંણ તણા રસ વાલ્યોરે ॥ એવો જીવન કાંયે ન આવ્યો ॥ વા૦ ૯ ॥ છઠ છબકીને જાહેલીરે ॥ જુઓ ચતુર નાથ સાહેલીરે ॥ હું ધરતી દુખ એકેલીરે ॥ વા૦૧૦॥ સાતમ દીન સજ્યા ઢાળીરે ॥ દીપ ધુપ કુસુમને બાળીરે ॥ કીધુ સયન તે પાસું વાળી ॥ વા૦ ૧૧ ॥ આઠમે ઉઠી પરભાતેરે ॥ સંભારચો પીઊ વર સાતેરે ॥ નિસી નાથ નડ્યો ઘણુ રાતે ॥ વા૦ ૧૨॥ નવમે નિંદ્રા હિબ આઇરે ॥ જિમ રંગ પતંગ રચાઇરે ॥ વૈરી નાગર નાવ સગાઇ ॥ વા૦ ૧૩ ॥ દશમે દેવબ ખુહું માન્યારે ॥ સુકનાવળીમે જોવાણારે ॥ એમ કીધાં બખાં ને છાના ॥ વા૦ ૧૪ ॥ અગ્યારસે અંગ નમાવીરે ॥ જોઈ વાટ વાતાયને આવીરે ॥ મને કાંમ નકુંચે નચાવી ॥ વા૦ ૧૫ ॥ બારસે દિન બાર ઉઘાડીરે ॥ ઘેર આવી ગ્રહી કર નાડીરે ॥ સુપનાંતર પીઊકે જગાડી ॥ વા૦ ૧૬॥ આજ તેરસનો દિન મીઠોરે ॥ પ્રાણજીવન નયણે દીઠો ॥ આજ અમૃત રસ ઘન વુઠો ॥ વા૦ ૧૭ ॥ ચૌદસ દિન ચિંતા ટળસેરે ॥ હૈયકુ ઘણુ હેજે હળસેરે ॥ મારો પ્રમ તે વ્રમ શું મળસે ॥ વા૦ ૧૮ ॥ શણગાર સજી સંચરશુંરે ॥ દુરજનીપાંથી નવી ડરશુંરે ॥ પુનમ દીન પુરાં તરશું ॥ વા૦ ૧૯ ॥ તેરથ પીઊબાનો જગાવોરે ॥ નિધી અરધ કરી ઘેર આવોરે ॥ ભુબ વીર વચનરશું મળા ;વો ॥ વા૦ ૨૦

## ઢાળ ૮ મી.

### સાંભળરે તું સજની મોરી રજની ક્યાં રમી આવીજીરે. એ દેશી.

રાજ પધારો મેરે મંદીર ॥ સજ્યા પાવન કીજેજીરે ॥ દાશી તુમારી અરજ કરે છે ॥ નરભવ લાહો લીજેજી રસ ભર રમીયેજીરે ॥ ૧ ॥ પુરવ નેહ નીહાળ રસભર રમીયે જીરે ॥ આંકણી ॥ સાન કરંતા સામુ જોશું ॥ તુમ આણા શીર ધરશુંજીરે ॥ કોઈ દિવશ તુમને અણગમતુ ॥ ॥ કારજ કાંઈ ન કરશું ॥ રસ૦ પુ૦ ૨ ॥ થુળીભદ્ર કહે કોશ્યાને ॥ તપ્ય પથ્ય મતિ વાણીજીરે ॥ પાણી વીનાશી પાળ કરે છે ॥ ભોજન વિણ ઉજાણી ॥ રસ૦ પુ૦ ૩ ॥ ઓઠ હાથ તું અળગી રહીને ॥ દીલ માંહે તે કરજેજીરે ॥ નાટિક નવ નવ રંગે કરજે ॥ વળી શણગારને ધરજે ॥ રસ૦ પુ૦ ૪ ॥ ષટરસ ભોજન તુમ ઘર વોહોરી ॥ સંજમ અર્થે ખાશુંજીરે ॥ એમ પરઠીને રહ્યા ચોમાસુ ॥ કોશ્યા કરે હવે હાંસુ ॥ રસ૦ પુ૦ ૫ ॥ વિણ પુછ્યા સંજમ આચરીયું ॥ પણ તે વ્રત નવી પળિયુંજીરે ॥ તો અમ ઘર આવ્યાછો પાછા ॥ તુમ વ્રત અમને ફળીયું ॥ રસ૦ પુ૦ ૬ ॥ બાર વરસ પ્રેમ વિલશ્યા પણ ॥ એવડો અંતર શાજીરે ॥ જોગ રંગ નજી મુજ સાથે ॥ રંગ હતો તે શા ॥ રસ૦ પુ૦ ૭ ॥ નીરલોભી નીરમોહી પાણાશું

॥ સુણ કોશ્યા અમ રહીશુંજીરે ॥ શામ વસે સુખ વીર જીનેશ્વર ॥ આણા મસ્તક વહીશું ॥ રસ૦ ગુ૦ ૮ ॥

## ઢાળ ૯ મી.

તેં નારી વિના સુખ ખોયુંરે સુંદર સામળીયા.
એ દેશી.

મેં જોગ તુમારો જાણ્યોરે પ્રીતમ પાતળીયા ॥ શી કઠવી તાણા તાણ્યોરે પ્રી૦ ॥ તે જોગ તણુ ફળ લેવેરે પ્રી૦ ॥ જે જોગી જંગલ શેવેરે પ્રી૦ ॥ ૧ ॥ વેશ્યા મંદીર તજી જોગરે પ્રી૦ ॥ પુરવે કુણે સાધ્યો જોગરે પ્રી૦ ॥ આ ચીત્રશાળી મન માનીરે પ્રી૦ ॥ પંચ બાણ તણી રાજધાનીરે પ્રી૦ ॥ ૨ ॥ જોતાં રઢ લાગશે તમનેરે પ્રી૦ ॥ જોગ મેલી મનાવશો અમનેરે પ્રી૦ ॥ પડવાઈ કહી લોક ગાશેરે પ્રી૦ ॥ ત્યારે જોગ તણાચો જાશેરે પ્રી૦ ॥ ૩ ॥ તે માટે વચન મુજ માનોરે પ્રી૦ ॥ હવણા જોગ કેરો છાનોરે પ્રી૦ ॥ રમો રંગભરે તજી આંટીરે પ્રી૦ ॥ મને મોટી પ્રેમની ઘાંટીરે પ્રી૦ ॥ ૪ ॥ ચોમાસુને ચીત્રશાળીરે પ્રી૦ ॥ તુમ લાગે મળી લટકાળીરે પ્રી૦ ॥ રસ પ્રેમ હીંડોળે હીંચોરે પ્રી૦ ॥ તરણી તન સેજડી સીંચોરે પ્રી૦ ॥ ૫ ॥ ધરી મમ પીતાંબર પેહેરોરે પ્રી૦ ॥ રસ દીપક બાળો દેહેરોરે પ્રી૦ મુજ બાંહે ગ્રહીને લીજેરે પ્રી૦ ॥ કરી પ્રેમ ન અંતર કીજેરે પ્રી૦ ॥ ૬ ॥ મમ પુરણ સ્યો દીલ માંડોરે પ્રી૦ ઘોઈ સેજ સેજડી સાંઢોરે પ્રી૦ ॥ રજની મધ્ય સુની સજ્જા

રે પ્રી૦ ॥ આવડી કથી સીખ્યા અભ્યાસરે પ્રી૦ ॥ ૭ ॥ અ
ભિમાને અટોજો બળીયારે પ્રી૦ રામા રસ કુણ નવી અળી
યારે પ્રી૦ ॥ ઇંદ્રાદિક જે સારપાળારે પ્રી૦ ॥ સખળા અ
ખળા ઓશીયાળારે પ્રી૦ ॥ ૮ ॥ રહી કાળો અ કરજોડીરે
પ્રી૦ ॥ કાંઇ કોશ્યા મોહ મચકોડીરે પ્રી૦ ॥ સુભ વીર
વચન મુની આલેરે પ્રી૦ ॥ રુપી રામા પટંતર તોલેરે પ્રી૦ ॥૯॥

## ઢાળ ૧૦ મી.

દેવરાયા રમો રમાણી રસ મેલીને એ દેશી.

રમણીશું રંગ રસે રમતાં ॥ સાધુનું સંજમ જાય રંગીલી
રમા મારગડો મેલીને ॥ પ્રેમદા પરહરવી મુનીવરને ॥
એકાંતે કહે જીનરાય રંગીલી ॥ રમા૦ ૧ ॥ જિમ ગુણ જાય
કસ્તુરીનો ॥ જો દીજે હિંગનો વાસ રં૦ ॥ કપુર તણો ગુણ
જિમ ગળે ॥ ધરીએ જો લસણને પાસ રં૦ ॥ રમા૦ ૨ ॥
વર પંડિત મુર્ખને સંગે ॥ વાયસ ટોળામાં હંસ રં૦ ॥
પાપીષ્ટ અનાચારી સંગે ॥ ધરમીષ્ટપણું કુળ વંસ રં ॥
રમા૦ ૩ ॥ અલછ મધુકે રસાઇ તણું ॥ જાંબુ સંગે જીમ
દ્રાખ રં૦ ॥ ગળી પાસે ઉજળ વણું ઘટે ॥ એરિ સંગે
સુખ આખ ॥ રં૦ ૪ ॥ તિમ નારી સંગે મુનીવરા ॥
સુનીભદ્ર કહે સુણ નાર ॥ રં૦ ॥ ખીણ માત્ર મહીલાશું
મોહે હોવે દુરગતી દુખ ભંડાર ॥ રં૦ ૫ ॥ તું વ્યાકુળતા
વશ વિરહણી ॥ મેં વશ કીધો છે કામ ॥ રં૦ ॥ સુભ
વીર વચનની ચાતુરી ॥ કોશ્યા વેશ્યા કહે તામ ॥ રં૦ ૬ ॥

# ઢાળ ૧૧ મી.

## રાજ કુળે રહ્યા રાજીંકા પાતળીયાજી. એ દેશી.

ભાઈ જોઈરે જોગ તણી દશા અળખામણાજી ॥ રમા નારીની નિંદા વચ્યા અળખામણાજી ॥ મન ગમતાં ભુષણ ભાવતા અ૦ ॥ સુંદર શણગાર ધરાવતા અ૦ ॥ ૧ ॥ કર ઝાલીને બેસારતા અ૦ ॥ કરતા વલ્લભ વારતા અ૦ ॥ વર કવલ કરી ઘૃત બોળીયા અ૦ ॥ મે તુમ મુખ માંહે મેલીયા અ૦ ॥ ૨ ॥ વળી તુમચે હાથે હું જમી અ૦ ॥ તુમ ઉછંગે રંગે રમી અ૦ ॥ હવે ઉપરાઠા તુમે થયા અ૦ તે દિવસ તુમારા કિહાં ગયા અ૦ ॥ ૩ ॥ રોષાંકર દર્શતા કીમ કહો અ૦ ॥ કાંઈ પ્રીતની વાત નવી લહો અ૦ ॥ દોય કાન સુરત એક રીતડી અ૦ ॥ દોય નયન જોતી સમ પ્રીતડી અ૦ ॥ ૪ ॥ આળવ વિણસે સંજમ વરી અ૦ ॥ ગુણ ગણવી ઘટે ગરવે કરી અ૦ ॥ શાકીદ્ર શકા સુરૂપ હરે અ૦ ॥ બહુ તપ વિણસે ક્રોધ જ ધરે અ૦ ॥ ૫ ॥ રજ રૈય વિનાસે દેહને અ૦ ॥ તિમ વિરહ નસાડે સ્નેહ ને અ૦ ॥ જગ દાન થકી કીરતી રહે અ૦ ॥ ગુણ વિનય અંદાં ગુણ લહે અ૦ ॥ ૬ ॥ સચી દર્સન સાધર વધે અ૦ ॥ ઉદ્યમ કરતાં લક્ષ્મી વધે અ૦ ॥ કુળ લજ્જા રહે આચારથી અ૦ ॥ નર રાજ વધે દાતારથી અ૦ ॥ ૭ ॥ ધાન થયા ભૂખી થકી અ૦ ॥ કીમ પ્રેમ ન વધે હ્રશો ભણે

અ૦ ॥ આ દિન વચન નારી વદે અ૦ ॥ નવી ભેદે કીમ
બુમચ્ચે રૂદે અ૦ ॥ ૮ ॥ નેપાર પોહુર વાતી જાણે અ૦॥
પણ લોક કહે દીવો બુજે અ૦ ॥ શુભ વીર ધીર મુની
તા પદે ॥ અ૦ ॥ જો પાવઈને પાનો ચઢે અ૦ ॥ ૯ ॥

## ઢાળ ૧૨ મી

### મને ગ્રાલી જસોદાને છયેઇરિ એ દેશી.

થુળીભદ્ર કહે સુણ બાળારે ॥ તું સ્પાને ટેરે છે બાળારે
॥ વીનીતારુ ભસ વિલાસરે ॥ તે નર કુનીપાના દાસરે ॥
૧ ॥ યોવનીયાનો જે લટકોરે ॥ તે તો ચ્યાર દીવસનો ચ
ટકોરે ॥ પછે કાયનો સીસો ભટકયોરે ॥ કોઈ ઠામ ન
આવે કટકયોરે ॥૨॥ જુગટીયાનો અલંકારરે ॥ નાટકીયા
ના સીણગારરે ॥ ધનવંત હુઆ નીરભાગ્યરે ॥ જેહવાં સંધ્યા
ઈ રાગરે ॥ ૩ ॥ કુપલ પીપલનું પાનરે ॥ કપટી નરનું
છળ ધ્યાનરે ॥ ભુપાળ તણું ધાનું માનરે ॥ ચલ કુંજર
કેરા કાનરે ॥૪॥ ચંચળ નારીનાં નયણારે ॥ દુરિજનનાં મી
ઠાં વયણારે ॥ ઘડિ ચ્યાર તણી ચાંદરાણીરે પછે ઘોર અંધારી
રયણીરે ॥ ૫ ॥ સંસાર સ્વરૂપને દેખીરે ॥ મેં જાણી તુજ
ને ઉવેખીરે ॥ કોઈ વાયુને તાજુવે તોલેરે ॥ પવને કળ
કાચળ ડોલેરે ॥ ૬ ॥ રવી ચંદ્ર ચારને ચુકેરે ॥ જળની
મર્યાદા મુકેરે ॥ અલોકમાંહે હોય જાવુરે ॥ પણ હું તુજ
હાથ ન આવુરે ॥ ૭ ॥ પુરવે રમીયા રંગ રાગેરે ॥ આ

જ તું પગ મોજડી તાણીરે ॥ પેહેલા તો કાંઈ ન હોતુંરે ॥ હવે સંજમ લાગ્યું છે મીઠુંરે ॥ ૮ ॥ માય બાપને મેં પરી હરીયારે ॥ માત તાત નવાં મેં કરીયાંરે ॥ તજી બાંધવ કુડી સગાઈરે ॥ મેં કીધા નવા દશ ભાઈરે ॥ ૯ ॥ દો ય નારી છે મીત્રસાળીરે ॥ પરણી ધરણી લટકાળીરે ॥ વીણુ તેલ દીપક અજુઆળીરે ॥ સ્પાર સજ્યા તે નીત ઢાળીરે ॥ ૧૦ ॥ નિત અન્ન ભોજન જમીયેરે ॥ રસ રં ગભરે ખેર રમીયેરે ॥ સુગ્રી ધુપ ઘટી પ્રગટાવે? ॥ તિહાં તાહરૂ કાંઈ ન ફાવેરે ॥ ૧૧ ॥ નવ કોટ વચ્ચે એક ગા મ? ॥ નીતુ રહીએછે તીણું ઠામરે ॥ સ્વામી ખળીયા સી ર તાજ? ॥ સુભ વીર પ્રભુજી રાજરે ॥ ૧૨ ॥

## ઢાળ ૧૩ મી

### આવો હરી લાસરીઆ વાલા, એ દેશી.

કોસ્યા કહે સુણજ્યો સુમને ॥ આસ નીરાસ કરજ્યાં અમ ને ॥ પ્રીતમજી ન ઘટે તુંમને ॥ ૧ ॥ રસીલા સાથે અમ રમસુ ॥ ઉઠી પ્રભાતે સદા નમસુ ॥ નીત્ય જમાડી પછે જમસું ॥ રસી૦ આં૦ ॥ એહ સગાઈ નવી કરવી ॥ પી ઉ ન ઘટે મતી એ ધરવી ॥ પુરવ નારી પરીહરવી ॥ ૨૦ ૨ ॥ બાર વરસ સુખ સાંભરતાં ॥ સાલે હઈડામાં બળ તાં ॥ આજે આંસુડાં ઝરતાં ॥ ૨૦૩ ॥ માસ આસોડે અ નેક ફળે ॥ દશ વિધ તરૂ વેલી વળે ॥ વલ્લભવિરહે દેહ બળે

૨૦ ॥ ૪ ॥ શ્રાવણીયા સીંચે ખરતા ॥ મારબડી ટહુકા ક
રતી ॥ ખાદલો કામ વસ્ત્રે ઝરતી ૨૦ ॥ ૫ ॥ ભાદરવે ભ
ર જળ વરસે ॥ પંખી યુગલ માગે ફરસે ॥ વીરહી નારી
કિસ્યું કરસે ૨૦ ॥ ૬ ॥ આસો માસે દીવાળી ॥ સા-
કર સોનને સુંઆળી ॥ છાંડી થાળી પીઉ ભાળી ૨૦ ॥ ૭
॥ દુખ સીના સસી ભોજનમાં ॥ કાંતક કેલી તણાં વનમાં
॥ દેખી સાલે ઘાસું મનમાં ૨૦ ॥ ૮ ॥ માગસીરે મનમ
થ જાગે ॥ મોહનાં બાણ પણો વાગે ॥ દુખ મોહન મ
ળતાં ભાગે ૨૦ ॥ ૯ ॥ પોસને સાસ કરે દ્યાન સુંદરે સો
પારી પાન ॥ વલભ વિણુ નવ ભેવાન ૨૦ ॥ ૧૦ ॥ મા-
હા માસે ટાઢયો પડસે ॥ સીતળ વાયુ વપુ અડસે ॥ કામ
અનંગી ઘણુ નડસે ૨૦ ॥ ૧૧ ॥ ફાગુણે ખડખડતી હોા-
ળી ॥ પેહેરા ચરણાને ચોળી ॥ કેસર ઘોળી મળી ટોળી
૨૦ ॥ ૧૨ ચૈત્ર વસંત મધુ રમસે ॥ કોયલ અંબવને ભ-
મસે ॥ તે દીન મુજ સાથે ગમસે ॥ ૨૦ ૧૩ ॥ વૈસાખે સ
ણગાર જાઈસું ॥ કેતકી ચંદન વન રહિસુ ॥ દેખી ચ
ંચળ થઈસું ૨૦ ॥ ૧૪ ॥ પંખી પસુ પ્રેમના ભરા ॥
ભ્રમીએ મત્સ્ય નિરા વેળા ॥ જેઠ બપોરે ભેળી બેળા
॥ ૨૦ ૧૫ ॥ મોહન માંડવા મહેર કરી ॥ લલિતા દેખી દુખ
ભરી ॥ બારે માસ વિલાસ ધરી ૨૦ ॥ ૧૬ ॥ નાહિક રં
ગ રસ કરસું ॥ ફરી અડી લિલડું કરસું ॥ કહે મુળજીર
ણુની અળસું ૨૦ ॥ ૧૭ ॥

## ઢાળ ૧૪ મી

### આવો આવારે જસોદાના કાન ગોડડી કર્ીયેર એ દેશી.

મુનિરાજ કહે સુણ વેશ્યા હાવ ન આવ્યારે ॥ દેવા તુજને ઉપદેશ અમો ઈહાં આવ્યારે ॥ ૧ ॥ ગયો એટલો કાળ વિસેસ કદા નવી કરીયેરે ॥ સાહેબીપાનો ઉપદેશ સદા અનુસરીયોરે ॥ ૨ ॥ જીન ધર્મ વસ્યો સીવ નારીના સુખ ચાખેરે ॥ કાંયે એ સંસાર અસાર ગયો વ્રત પાખેરે ॥ ॥ ૩ ॥ સંસાર માંહે એક સાર વલભ નારીરે ॥ છાંડે તેહેને ધિકાર ગયા ભવ હારીરે ॥ ૪ ॥ મેં દ્યાનની તાળી લગાઈ ॥ નીશાન ગ્રઢાયારે ॥ સીળ સાથે કીધી સગાઈ તજી ભવ માયારે ॥ ૫॥ વાલ્હા એક દીવસરીસાણી હતી તુમ સાથેરે ॥ કીમ બોલાવી ચાર તાણી તદા હોય હાથેરે ॥ ૬ ॥ સુરા પાને ભવી ભવ લોક સ્યું સ્યું ન કરતારે ॥ કિંપાક ફલાસી લોક પછે દુખ ધરતારે ॥ ૭ ॥ મને વિરહ તાણી ખીણ ખાયે વરસસ માણીરે ॥ ઘણી મોહ તણી સુ વાય વસોવસ્યો પાણીરે ॥ ૮ ॥ તાહરે માહ્ય જન કરસે બોલ જોગ ન છુટેરે ॥ મંજ્યારી તલપની તોલ તે સૈંકુંન તુંટેરે ॥ ૯ ॥ નાગર નીરદપ જોત બોલે મીઠુંરે ॥ કાળજામાં કપટની ઘાત મેં પરતક્ષ દીઠુંરે ॥ ૧૦ ॥ સુ કહીયે અનાણી લોકને દુખ લાગેરે ॥ મડી મહી સાધુના તર

કોક કહ્યું વીતરાગેરે ॥ ૧૧ ॥ વીતરાગ શું જાણે રાગ રંગની વાતેરે ॥ આવો દેખાડું રાગનો લાગ પુનમની રાતેરે ॥ ૧૨ ॥ સણગાર તજી અણગાર અમ નીર લોભીરે ॥ નવ કલ્પી કરસુ વિહાર મલી તને ઉભીરે ॥૧૩॥ વાલા બાર વરસ લગે હેઠ લાડ લડાવીરે ॥ કિમ નાંખો ધરણી હેઠ મરચે ચઢાવીરે ॥ ૧૪ ॥ કાક તાલીને ન્યાંત નરભવ લાધ્યોરે ॥ થઇ પંચ માહાવ્રતવંત મરૂધરે વાધ્યોરે ॥ ૧૫ ॥ જુઓ નાટિક જો એકવાર નયણ વિકાસીરે ॥ પછે સંજમ લેજ્યો સાર વિચાર વિમાસીરે ॥ સુભવિર સહેલી બહુતેર નાટિક નયણારે ॥ ગોક એક ગાથા અંતર બેહુના વયણારે ॥ ૧૭ ॥

## ઢાળ ૧૫ મી

### રાજ ઉછવે લાવની એ દેશી

મજન્ન ચોર તિલક આદાંત ગજુર શણગાર સકાર ધરી ॥ મનોહર સીરવર ચોવર ચાંભી કૌસંભીકી શાભ કરી ॥ ૧ ચિહુ દિસ બાળી કુલકી જાળી દીપક માળી જ્યોત વરી ॥ સુર પરણામ સકામ હરામા રામા રંગે ગેલ કરી ॥ ૨ ॥ નવ નવ રંગે છંદ છપૈયા ઉચરીયા રસ ગુણ ભરીયા ॥ ઠમક ઠમક પગ ભુતલ ઠમકે ઝમકે રમઝમ ઝાંઝરીયા ॥ ૩ ॥ રૂલ્યા નંદન કેતકી ચંદન ફુલ અમુલ ભલક મલકે ॥ ખલક ખલક કર કંકણ ખલકે ઝલક ઝબક કી

કા ઝળકે ॥ ૪ ॥ ઝરમર ઝરમર મેહુલો વરસે જળસેં ભ
રી ભરી વાદળીયો ॥ ધનન ધનન ધનઘોર અઘોર ગાજે
રાજે વીજળીયો ॥ ૫ ॥ કુહુક કુહુક અવિવેકા નેકા બે
કાસો રસ જોર ઘને ॥ કુહુક કુહુક રસીલા નીલા કોકી
લા સહકાર વને ॥ ૬ ॥ બહુત પીપાસી મેગ જલાસી ફૂ
લી વન વાસી વેલડીઓ ॥ પ્રેમ તણા રસ રેલા આપા
પણ થુળીભદ્ર નવી પડીયા ॥ ૭ ॥ ટહુક ટહુક ગીરીકે
કાંઠે કાકર કેતકી મ્હાલે છે ॥ વયરિની પેરે એ વરસાલો
વિરહીને બહુ સાલે છે ॥ ૮ ॥ ધપમ પમા દલકે ધો
કારા કંસ તાલ વિણા મધ્ધીરી ॥ નાચેઈ નાચેઈ તાન ન
ચુકે મુકેને તસ હેત ધરી ॥ ૯ ॥ ફરસત પિણતર કુતલ
ભુતલ ચંચળ અંચળ કર લેતી ॥ ગીત રીત મદ મોદ વિ
નોદે ફરક ફરક કુદડી દેતી ॥ ૧૦ ॥ લલક લલક ઢળકતી
કાયા કાચટલા પાએ છાયા ॥ જીવનકે ફરી નેહ ઉપાયા
બચન વદ કરતી આપા ॥ ૧૧ ॥ પ્રોતમ પ્રેમકી વાત પી
આરો ભમન ભમન રેતો ભમરો ॥ દેખા કેતકી ભરમે
લોટિત પંડીત પુછત કાંઈ કરો ॥ ૧૨ ॥ ભમર કહે આપ
દેહ દહે એક વિરહે કેતકી નારી તણે ॥ તસ રક્ષાયે વિરહે
સમસુ રમસુ નહી મરએ દમણે ॥ ૧૩ ॥ કહે કવીતા
સાંભલતા સખ તનુ પીળી પુંઠ કિસ્ત્ર કીધી ॥ પ્રેમકી એક
ટ લગી આપ બહુલી તાસ ઉપર હળધી દીધી ॥ ૧૪ ॥
કર પ્રીત બદને લટકે ચટકે મટકે નવી અટકે રાગે ॥

પ્રીતકી રીત અનોપમ નાટીક કરતાં પ્રેમધા ના આગે ॥ કહે મુની હેલી સુણો અલબેલી નાટીક નવી કરતાં આવે ॥ શ્રી સુભ વીર વજીર પસાએ ભવ નાટીક સુણજ્યો ભાવે ॥ ૧૬ ॥

## ઢાળ ૧૬ મી.

### દેશી મોરલાની

અધ રાગ ઉભૈરવ રાત્રે ॥ કરીયારે ઉદયની વેળા ॥ આલવ કોશીકા ॥ પહોર સમે મદપાને હીંડોળો દીપ કરે ॥ પાછલે પોહોરે શ્રી ઉપદેસી ॥ કાનાટિક મ ન દીઠું એ તોલે સીકા ॥ ૧ ॥ સંસારે વસી ઉરાગે ॥ તાણીઉ ભવ હારે રસીયો ॥ જાતે વાણીઉ વગડાનો વાસી ॥ આસી પ્રાણીઓ અવીનાસી ॥ નીકાસી પરમ ન જાણીયો ॥ આંકણી ॥ ચૌદ રાજ ચઉટામાં વેશ બનાવેરે ॥ મિથ્યાત્વે સુરિ રાત્ય અંધારીયો સુક્ષ્મ ॥ બાદર પજ અપજ નીગોદ રે ॥ નાટિકમાં ન ભુલ્યો મોહે મારીયો ॥ નાઠાની ન દીઠી એકે બારીયો ॥ ૨ ॥ સં૦ ભ૦ વ૦ આ૦ વિગલેંદ્રી પંચેંદ્રી થયો અનુક્રમેરે ॥ રૂપ દયાની દોભાગી વળી સોભાગીયો બાળક દાવિક કરાલકંદા ભુપાળોરે ॥ અવિવેકી પંડિત રસનો રાગીયો ॥ રમણીને રંગે કોઈ દીન લાગીયો ॥૩॥ સં૦ ભ૦ વ૦ આ૦ જનરંજન ઉપદેસે ઉદરને ભરીઉરે ॥ ભોગીને જોગી વેષ બનાવીઉ નાગરને ચંડાળ થઈ ભર

પોઉરે ॥ દાઉરે આગે દાસ કહાવીચું ॥ સીધીનો વેશ કહા
નવી લાવીઉ ॥૪॥ સં૦ બં૦ વ૦ અ૦ ॥ માતને બેન થયા
નારી તિમ માતેરે ॥ ભ્રાતને તાત હુઆ સંતાનમાં ॥ ભુ
અંડળ ઠાકુરિયો થઈને બેઠારે ॥ સુણજ્યોરે સાને કોશ્યા
કાનમાં એકલડો રોચો કોઈ દીન રાનમાં ॥ ૫ ॥ સં૦
બં૦ વ૦ અ૦ ॥ ચઉદ પુરવધર પોહતા તે સુરલોકેરે ॥
પુરવ સુત દેશ થકી સંભારતા ॥ ચરણ ધરમ ધરવાની તાસ
ન શકુતીરે ॥ વિષયા કુળ ચિતે સુખને શેવતા ॥ અનુગા
મી અવધાનાણી દેવતા ॥ ૬ ॥ સં૦ બં૦ વ૦ અ૦ ॥
લિંગ અનંતા ધરિયા કામ ન કરીયારે ॥ હોળીનો રાજન
ગુણ વિણ સંજમી નવ વિધ જીવની હીંસા નીંદય કીધારે
॥ વાસુદેવ ચક્રી ચઉદ રતન વમી નારકીમાં પોહતા ગુણી
જનને દમી ॥ ૭ ॥ સં૦ બં૦ વ૦ અ૦ ॥ જાતીસમરણ
નાણે નારકી જાણેરે ॥ પુરવ ભવ કેરી સુખની વારતા દશ
વીધ વેદન છેદન ભેદન પામીરે ॥ આહુને પાળી તિર્યંચે
જતા માતાને પુત્ર વિવેક ન ધારતા ॥ ૮ ॥ સં૦ બં૦ વ૦
અ૦ શ્રી શુભ વીર ગુરુનાં વચણ રસાળારે ॥ સાંભળતાં
વેશ્યા ચિત ઉપસામીચું ॥ ત્રિકરણશ્યું ગંઠી ભેદ કરંતારે ॥
મીથ્યાત અનાદી કેરૂ વામીચું કોશ્યાયે સુધ સમકીત પા
મીયુ. ॥ ૯ ॥ સં૦ બં૦ વ૦ અ૦ ॥

---

# ઢાળ ૧૭ મી.

## ક્રશ્ન સખુણાં નાથ મારે ઘેર આવોને. એ દેશી.

મીથ્યાત વામીને કોશ્યા સમકિત પામીરે ॥ હર્ષ થયો અતી રેક વાલા ॥ પારસ લોહ વિવેક વાલા ॥ વ ચન કહે શા છેક વાલા ॥ આશ્રવ તે સંવર થયોરે ॥ માહારે સુણો મુનીરાય વાલા ॥ લાછલદે ધન માય વાલા ॥ ધન ધન તુમ ગુરૂરાય વાલા ॥ ૧ ॥ ધન ધન એ ચીત્રશાળી રસાળજ મારેરે ॥ સમકીત મુળ વ્રત બાર વા લા ॥ સાધુજી પાસે સાર વાલા ॥ ઉચરીયા ધરી પ્યાર વાલા ॥ કરે સામાયક નીત પ્રતેરે ॥ ચોમાસુ વહી જાય વાલા ॥ સાધુ વિહાર કરાય વાલા ॥ કોશ્યાને દુખ થાય વાલા ॥ ૨ ॥ જુએ ગુરૂજી વાટ અમે હવે જઈશુંરે ॥ પુજજ્યો જિન જયકાર વાલા ॥ પાળજ્યો વ્રત બાર વા લા ॥ ટાળજ્યો અતીચાર વાલા ॥ એમ શીખામણ દેઈ કરીએ ॥ ચાલ્યાં અણગાર વાલા ॥ કોશ્યા આંસુ ધાર વાલા ॥ ધર્મ સ્નેહનો પ્યાર વાલા ॥ ૩ ॥ દુઃકર દુઃકરકાર કહે ગુરૂરાયારે ॥ સીંહ ગુફા મુની જેહ વાલા ॥ દુઃકરકાર ઉમેદ વાલા ॥ ચાલ્યા ગુરૂ વચ છેક વાલા ॥ કામણગારી વિલોકતાંરે ॥ ચળીયા કામને વેશ વાલા ॥ કોશ્યાને ઉપ દેશ વાલા ॥ થીર કીધો મુની વેશ વાલા ॥ ૪ ॥ રથકાર પ્રતિબોધ લહયો કોશ્યાથીરે ॥ પંચ માહાવ્રતધાર વાલા ॥

પામ્યો સુર અવતાર વાલા ॥ કોશ્યાને ઉપગાર વાલા ॥ કોશ્યા ધર્મ કરીને ગઈરે ॥ સુખ ગતી અવતાર વાલા ॥ અલ્પ કરયો સંસાર વાલા ॥ ધન ધન એ જગ નાર વાલા ॥ ૫ ॥ આઠ વરસમાં આઠ પુરવ મુની ભણીયારે ॥ એમ નીત નીત અભ્યાસ વાલા ॥ ભદ્રબાહુ ગુરૂ પાસ વાલા રેહેતા ગુરૂ કુળ વાસ વાલા ॥ અરથ થકિ ચઉદ પુરવ ભણ્યારે ॥ કોઈ કહે દસ સાર વાલા ॥ સુત્રે અતિમવ્યાર વાલા સુત કેવલી નીરધાર વાલ ॥ ૬ ॥ ત્રીસ વરસ ઘરવાસ વિલાસે વસીયારે વરસ વ્રતે ચોવીસ વાલા ॥ યુગપ્રધાન ચાલીસ વાધા ॥ આયુ નવાંણું વરીશ વાલા ॥ શ્રી મહાવીર પ્રભુ થકીરે વરસ પંનર સતહોય વાલા ॥ સુરલોકે સુર હોય વાલા ॥ એ મુની સમ નહી કોય વાલા ॥ ૭ ॥

## ઢાળ ૧૮ મી.

પ્યારા સરદ પુનમનો રાતરંગ ભરે રમીયે બેલારે.

એ દેશી.

ગાયો ગોત્ર ગુણ ઢ રસ વૈરાગ્ય ઘણો આણ્યોરે ॥ મુની વરના રહયા એ ચઉ થુણીયો લાછલદે જાયોરે ॥ ૧ ॥ ચોરાસી મો ચોવીસીયે એક મુની થુલીભદ્ર સમા થાસેરે ॥ તાસ પટતર વ્રતની ટેક ગુણીજંન જિન મુખથી ગાસેરે ॥ ૨ ॥ તપગછમાં કેસરીયો સિંહ સિંહ સુરી સુતજળ હરીયોરે ॥ સત્ય વીજય સંવેગીની રીહ કપુરસમુ જસ ગુણ ભરીયારે ॥

૩ ॥ ખિમા વિજય વસી ઊપસાંત સુજસ વિજય અંતે વા સીરે ॥ પંડીત શ્રીસુભ વિજય મહંત જગ જિનમત થિર- તા વાસીરે ॥ ૪ ॥ તાસ વિનયે એ અણગાર શાસ્ત્ર તણી સાખે ધ્યાયોરે ॥ સહેસ અઢાર સીલંગના ધારી ઢાલ અ- ઢાર કરી ગાયોરે ॥ ૫ ॥ અઢારમેં બાસેઠ સુદ પોસ બારસ ગુરૂવારે ધ્યાઈરે ॥ રાજનગર મુનીવર નીરદાસિ સીયલવેલી એમ ગાઈરે ॥ ૬ ॥ ધર્મ મોહોછવ સમ શાસ જોઇ નર- નારી સુણસે ભણસેરે ॥ કહે કવીવીર વિજયનીજ તેહ સુ- ચી વીમળા કમલા વરસેરે ॥ ૭ ॥ ઈતિશ્રી થુલિભદ્ર મુ નીની સીયલવેલ સંપુર્ણ ॥

---

## શ્રી થુળિભદ્રજીની સજાઓ.

શ્રી થુળીભદ્ર મુની ગુણમાં શીરદારજો ॥ ચોમાસુ આ વ્યા કોશ્યાને ઘેરજો ॥ ચિત્રામણશાળાયે તપ જપ આદર્યો [redacted] ॥ આદરીયા વ્રત આવ્યાછો અમ ઘેરજો ॥ સુંદરી સુંદર ચંપકવરણી દેહજો ॥ હુંગ તુમ સરીખા મળો આ સંસારમાંજો ॥ ૧ ॥ સંસારે મેં જોયું સકળ સ્વરૂપજો ॥ દરપણની છાયામાં જેવું રૂપજો ॥ સુપનાની સુખલડી ભુખ ભાગે નહીંજો ॥ ૨ ॥ ના કેહેશો તો નાટિક કરશું આજ જો ॥ બાર વરસની માયા છે મુનીરાજજો ॥ તે છોડી [redacted]ડી કેમ જાઉ હું આશા ભરીજો ॥ ૩ ॥ આશા ભ રીયા ચેતન કાળ અનાદીજો ॥ ભમીયો ધર્મને હોણ પચો

પરમાદીજો ॥ ન જાણી મેં સુખની કરણી જોગણીજો ॥ ૪ ॥ જોગી તો જંગલમાં વાસા વશીયાજો ॥ વેશ્યાને મંદીરીયે ભોજન રશીયાજો ॥ તુમને દીઠા હેવા સંજમ સાધતાંજો ॥ ૫ ॥ સાધશું સંજમ ઇછારોધ વિચારીજો ॥ કુરમાં પુત્ર થયા નાણી ઘરબારીજો ॥ પાણી માંહી પંકજ કેરૂ જાણીયેજો ॥ ૬ ॥ જાણીયે તો સઘળી તુમારી વાતજો ॥ મેવા મીઠા રસવંતા બહુ જાતજો ॥ અમ્રર ભુખણ નવ નવલી ભાતે લાવતાજો ॥ ૭ ॥ લાવતા તો તું દેતી આદરમાનજો ॥ કાયા જાણુ સંધારંગ સમાનજો ॥ ઠાલીને શી કરવી હેવી પ્રીતડીજો ॥ ૮ ॥ પ્રીતલડી કરતાને રંગ ભેર સેજજો ॥ રમતાને દેખાડંતા ઘણું હેતજો ॥ રીસાવી મનાવી મુજને સાંભરેજો ॥ ૯ ॥ સાંભરે તો મુનીવર મનડું વાળેજો ॥ ઢાંકયો અગની ઉઘાડે પરજાળેજો ॥ સંજમ માંહી એછે દુષણ ભાટકુજો ॥ ૧૦ ॥ ભાટકુ આવ્યું તું નંદનું તેડુંજો ॥ જાતા ન વહે કાંઇ તુમારૂ મનડુંજો ॥ મેં તુમને ત્યાં કાલ કરીને મોકલ્યાજો ॥ ૧૧ ॥ મોકલ્યા તો મારગ માંહી મળીયાજો ॥ સંભુતી આચારજ સાને બળીયાજો ॥ સંજમ દીધું સમકીત તેણે શીખવ્યુંજો ॥ ૧૨ ॥ શીખવ્યું તો કહી દેખાડો અમનેજો ॥ ધર્મ કરંતા પુન્ય વડેરૂ તમનેજો ॥ સમતાને ઘેર આવી વેશ્યા એમ વદેજો ॥ ૧૩ ॥ વદે મુનીસર સંખાને પરીહારજો ॥ સમકીત મુળે શ્રાવકનાં વ્રત બારજો ॥ પરણાતી પાતાદીક થુળથી ઉચરે

જો ॥ ૧૪ ॥ ઉચરે તો વીત્યું છે ચોમાસુંજો ॥ આગ્ન્યા લઈને આવ્યા ગુરૂની પાસેજો ॥ સુતનાણી કેહેવાણા ચોદ પુરવીજો ॥ ૧૫ ॥ પુરવી થઈને તાર્યા પ્રાણી અનેકજો ॥ ઉજળ ધ્યાને તે ગયા દેવલોકજો ॥ રીખભ કહે નીત તેને કરીયે વંદનાજો ॥ ૧૬ ॥

---

## તિરથ તો નમુરે એ દેશી.

શ્રી મહાવીર જીનેસરૂ ॥ ત્રિભુવન ગુરૂજી ॥ તસુ અનુક્રમ પટ ધાર ॥ ૧ ॥ શ્રી થુળીભદ્ર નમો ॥ એ આંકણી ॥ પાડળીપુર સોહામણુ ॥ મહી મંડણજી ॥ તિહાં પામ્યો અવતાર ॥ શ્રી૦ ૨ ॥ નંદન નરીંદ મંત્રીસરૂ ॥ ગુણ આગરૂજી ॥ શ્રીસકડાળ સુપુત્ર ॥ શ્રી૦ ૩ ॥ લાછલદે નંદન ભલો ॥ મુની ગુણ નીલોજી ॥ નાગર દ્વીજ કુળ દીપ ॥ શ્રી૦ ૪ ॥ શ્રી સંભુત વિજય ગુરૂ ॥ પુરવ ધરૂજી ॥ વ્રત લીધાં તસુ પાસ ॥ શ્રી૦ ૫ ॥ કોસ્યા વેસ્યા પ્રતિ બોધવે ॥ સસદ ગુરૂ લવેજી ॥ દુક્કર દુક્કર કાર ॥ શ્રી૦ ૬ ॥ ચોદ પુરવ શિસ્યા મળી ॥ શુત કેવળીજી ॥ શ્રી ભદ્રબાહુ સમીપ ॥ શ્રી૦ ૭ ॥ સંજમ પાળ્યો નીરમળો ॥ ત્રીવિધે ભલોજી ॥ જંગમ જુગ પરધાન ॥ શ્રી૦ ૮ ॥ પંચ માસ પંચ દિન સહી ॥ ઉપર કહીજી ॥ વરસ નીવાણુ આવ ॥ શ્રી૦ ૯ ॥ કરી અણુસણ આરાધના ॥ સુભ ભાવનાજી ॥ પુહતા સ્વર્ગ મઝાર ॥ શ્રી૦ ૧૦ ॥ ચુલસી ચો

વીસી લગે ॥ જસ ઓગમગેજી ॥ રહિસ્યે જેહનો નામ॥ શ્રી૦ ૧૧ ॥ વસુ યુગ વસુ ચંદ્ર વછરે ॥ પાડળી પુરેજી॥ જસુ પદ થાપના કીધ ॥ શ્રી૦ ૧૨ ॥ વાચક અમૃત ધર્મનો ॥ થુણ્યે સુખ મનોજી ॥ સીસ ક્ષમા કલ્યાણ ॥ શ્રી૦ ૧૩ ॥

---

ચાંપો મોર્યોહે આંગણે ॥ પરિમલ પુહવી ન માય ॥ પાસે ફુલીહે કેતકી ॥ ભમર રહયોહે લોભાય ॥ ચાં૦॥ ૧ ॥ આવો થુલિભદ્ર વાલાહા ॥ લાછલદેના હો નંદ ॥ પ્રેમસું મુઝ મન મોહીઓ ॥ જિમ સાયરને ચંદ ॥ ચાં૦ ॥ ૨ ॥ સુગણ સાથેહે પ્રીતડી ॥ દિન દિન અધિકીહો થાય ॥ જિઠો રંગ મજીઠનો ॥ ધોયે ચટક ન જાય ॥ ચાં૦ ॥ ૩ ॥ નેહ વિહુણાહે માણસાં ॥ જેહવાં આવલ ફુલ ॥ દીસંતાં રળીયામણાં ॥ પણિ નવિ પામેહે મુલ ॥ ચાં૦ ॥ ૪ કોયલડી ટહુકા કરે ॥ અંબ લહેકેરે લુંબ ॥ થુળીભદ્ર સુરતરૂ સારિખો ॥ કોસ્યા કણુપર કંબ ॥ ચાં૦ ૫ ॥ થુળીભદ્ર કોસ્યાહે પ્રુઝવી ॥ દિધો સમકીત સાર ॥ રૂપ વિજય કહે સોલથી ॥ લહિયે સુખ અપાર ॥ ચાં૦ ૬ ॥

---

## ભરત બાહુબળની સઝાય.

### દુહા.

સ્વસ્તી શ્રી વરવા ભણી ॥ પ્રણમી રીષભ જીણંદ ॥

ગાસુ તસ સુત અતુળીબળ ॥ બાહુબળ મુની ચંદ ॥ ૧ ॥ ભરતે સાઠ સહસ્ત્ર વરસ ॥ સાધ્યા ખટ ખંડ દેશ ॥ અતી ઓછવ આણંદસુ ॥ વીનતા કીધ પ્રવેશ ॥ ૨ ॥ ચક્ર રતન આવે નહી ॥ આયુદ્ધશાળા માંહ ॥ મંત્રીસ્વર ભરતને તદા ॥ કહે સાંભળ ભુવીનાહ ॥ ૩ ॥ સ્વામી તેં નિજ ભુજ બળે ॥ વસ કીધા ખટ ખંડ ॥ પણ બાહુબળ ભ્રાતનો ॥ નવિ દીઠો ભુજ ડંડ ॥ ૪ ॥ સુરનર માંહી કો નહી ॥ તસ જીતણ સમરથ ॥ તો પ્રભુ તુમ બળ જાણસ્યું ॥ સહસ્ત્રો તસરસ હથ ॥ ૫ ॥ સુણીને મંત્રી વયણ ઇમ ॥ ચક્રી હુઓ સતેગ ॥ બાહુબળ ભણી મોકલ્યો ॥ નામે દુત સુવેગ ॥ ૬ ॥ ભટરથ હયવર થાટસુ ॥ દુતે કીધ પ્રયાણ ॥ સુકન હુઆ અણ વાંકડા ॥ પણ સ્વામીની આણ ॥ ૭ ॥ બહુ જોજન ઓલંગી બરા ॥ આવ્યો બહુલી દેશ ॥ કોઇ બાહુબળ વીના ॥ જાણે નહી નરેશ ॥ ૮ ॥ તીપસલા નગરી જિહાં ॥ બાહુબળ ભો મંદ ॥ દુત વેગે જઇ તીહાં ॥ પ્રણમ્યા પાય અરવંદ ॥ ૯ ॥ બાહુબળ પુછે કુસળ ॥ ભરત તણો પરીવાર ॥ ચતુરાઇસુ દુત તવ ॥ બોલે બોલ રસાળ ॥ ૧૦ ॥ આસન અરધો બેસવા ॥ આપે સુરપતી જાસ ॥ લક્ષ જક્ષ સેવા કરે ॥ જગત કરે જસ આસ ॥ ૧૧ ॥ હેલે જીતા ખટ ખંડ ॥ જેહ ન પોહોત્યો કોય ॥ રિષભ દેવ સાનીધ કરે ॥ તસ કેમ કુસળ ન હોય ॥ ૧૨ ॥ પણ

પ્રભુ તુમ આવ્યા વીના ॥ માને સકળ નીરથ ॥ કામ ન
હી હવે દીલનું ॥ સેવો પ્રભુ સમરથ ॥ ૧૩ ॥ નહી તો
જો તે કોપસે ॥ કોઈ ન રેસે તીર ॥ તસ ભુજ ડંડ પ્ર
હાર એક ॥ સહસે ભુજ શરીર ॥ ૧૪ ॥ એ સેના વળી
રીખ એ ॥ તીહાં લગે જાણો સરવ ॥ જ્યાં લગે તે કો
પ્યા નહી ॥ મુકો તે ભણી ગરવ ॥ ૧૫ ॥

## ઢાળ. રાગ બંગાળ.

જારેસુ તુજ માર દુત ॥ બાહુબળ બોલે થઈ ભુત
॥ રાજા નહી નમે ॥ કોપે ચડ્યો હું તાહરો નહી ॥ એ
ક મુઠે ઘરૂ ધરતી માંહી ॥ રા૦ ૧ ॥ હું તો જાણતો તાત
જી જેમ ॥ ભાઈપણાનો જાણ્યો પ્રેમ ॥ રા૦ ॥ તેહુજ
મારા કહેજે ગુજ્ય ॥ જો બળ હોય તો કરજે ઝુઝ ॥
રા૦ ૨ ॥ દેઈ ગળોથો કાઢ્યો દુત ॥ વીળખો થઈને વની
તાએ પહુત ॥ રા૦ ॥ સંભળાવ્યો સઘળો વરતાંત ॥ કોપે
ભરતપતી જેમ ક્રતાંત ॥ રા૦ ૩ ॥ રણભંભા દેવરાવી જામ
॥ સેના સજી હુઈ સઘળી તામ ॥ રા૦ ॥ કોડ સવા ની
જ પુત્ર સકજ ॥ રણ રશીયા હુઆ સઘળા સજ ॥ રા૦
૪ ॥ લાખ ચોરાશી ગજવર રાજ ॥ ઘોડા સંહે ચોરાશી
સાજ ॥ રા૦ ॥ લાખ ચોરાશી રથ વળી જાણ ॥ લાખ
ચોરાશી ધુરે નીશાન ॥ રા૦ ૫ ॥ પાયક છનું કોડ કુમાર
॥ વિદ્યાધર કિંનર નહી પાર ॥ રા૦ ॥ એમ સુભટની

ક્રોડાક્રોડ ॥ રણ રસ વાધે હોડાહોડ ॥ રા૦ ૬ ॥ પ્રથવી
કંપે સેન્યા પુર ॥ રજશું છાયા સશીને સુર ॥ રા૦ ॥ સો
ળ લાખ વાજે રણતુર ॥ ચાલે ચક્ર તે સેન્યા પુર ॥ રા૦
૭ ॥ પહોલા બહુળી દેશની સીમ ॥ સુણી બાહુબળ થયો
અતી ભીમ ॥ રા૦ ॥ ત્રણ લાખ બાહુબળના પુત્ર ॥ ક્રો
ધે ચડ્યા જાણે જમ દુત ॥ રા૦ ૮ ॥ સેન્યા સમુદ્ર તણુ
અનુહાર ॥ તે કેતાં નવી આવે પાર ॥ રા૦ ॥ ચક્રીસર
ની સેન્યા સર્વ ॥ તૃણ જેમ ગણતો મોટે ગર્વ ॥ રા૦ ૯
॥ પહેરી કવચ અસવારી કીધ ॥ બાહુબળ રણ ડંકા દીધ
॥ રા૦ ॥ ભરતે પહેર્યો વજ્ર સનાહ ॥ ગજરત્ને ચડ્યો અ
ધીક ઉછાહ ॥ રા૦ ૧૦ ॥ બેહુ આવ્યા સામા સેન્ય ॥
કંપ્યો ગગને પ્રથવી જેણ ॥ રા૦ ॥ ઘોડે ઘોડા ગજે ગજ
રાજ ॥ પાળે પાળા અડે રણ કાજ ॥ રા૦ ૧૧ ॥ ઝળકે
ભાલા તેમ ખડગ ॥ તીરે છાયો ગગનનો મગ ॥ રા૦ ॥
સુર સુભટ ભડે તેમ ॥ નાંખે ઉલાળી ગજ કાંકર જેમ
॥ રા૦ ૧૨॥ રૂધીર નદીઓ વહે ઠામો ઠામ ॥ બાર વરસ
ઇમ કીધો સંગ્રામ ॥ રા૦ ॥ બેમાંહી કોઈ ન હાર્યા જા
મ ॥ ચમર સુધરમ ઇંદ્ર આવ્યા તામ ॥ રા૦ ૧૩ ॥
તાતજી સૃષ્ટી કરી છે એહ ॥ કાં દુખ પમાડો તુમ તે
હ ॥ રા૦ ભાઈ હોય ચડો રણબાર ॥ જિમ ન હોય જ
નનો સંહાર ॥ રા૦ ૧૪ ॥ માન્યું વચન બે ભાઈ જામ ॥
દેવે થાપ્યા પાંચ સંગ્રામ ॥ રા૦ દ્રષ્ટી ૧ વચન ૨ બાહુ ૩
મુષ્ટ ૪ ને દંડ ૫ ॥ બે ભાઈ કરો યુધ પ્રચંડ ॥ રા૦ ૧૫॥

## દુહા.

અનમીષ નયને જોવતાં ॥ થઈ ઘડી એક જામ ॥ ચક્રી
ને નયને તુરત ॥ આવ્યાં આંસુ તામ ॥૧॥ સિંહનાદ ભ
રતે કર્યો ॥ જિમ ફુટો બ્રહ્મંડ ॥ બેહાનાદ બાહુબળે ક

તેણે હાંકુચો અતિ ચંડ ॥ ૨ ॥ ભરતે બાહુ પસારીઓ ॥ તે વાલીજેમ કંબ ॥ વાનર જીમ હીંચે ભરત ॥ બાહુ બળ ભુજ લંબ ॥ ૩ ॥ ભરતે મારી મુઠી એમ ॥ બાહુ બળ સેર માંહિ ॥ ઝાંખો લગે બાહુબળ ॥ ધરતી માંહી જાય ॥ ૪ ॥ ગગન ઉછળી બાહુબળે ॥ મુઠી એહવી મુઠ ॥ પેઠો ભરતેસર તુરત ॥ ધરતી માંહી આકંઠ ॥ ભરત ડંડે બાહુને ॥ ચુરચો મુગટ સનુર ॥ ભરત તણો બાહુબળે ॥ કીચો કવચ ચકચુર ॥ બોલ્યા સાચો દેવતા ॥ હારચો ભરત નરેસ ॥ બાહુ બળ ઉપર થઈ ॥ ફુલવ્રષ્ટિસુ વિસેસ ॥ ૭ ॥ ચક્રી અતી વલખો થઓ ॥ વાસ્યા ચુકયો તામ ॥ બાહુબળ ભાઈ ભણી ॥ મુકયો ચક્ર ઉદામ ॥ ૮ ॥ ઘરમાં ચક્ર ફુરે નહી ॥ કરી પ્રદક્ષણા તાસ ॥ તેજે જલ હલતો થકો ॥ આવ્યો ચક્રી પાસ ॥ ૯ ॥ બાહુબળ કોપે ચડચો ॥ જાણે કરૂં ચકચુર ॥ મુઠ ઉપાડી મારવા ॥ તવ ઉદયો દયા અંકુર ॥ તામ વિચારે ચીતમેં ॥ કેમ કરી મારૂં ભ્રાત ॥ મુઠ પણ કેમ સંહરૂં ॥ આવી જાની હોય વાત ॥ ૧૧ ॥ હસ્તી દાંત જે નીસરચા ॥ તે કીમ પાછા જાય ॥ ઈમ પોતાના કેસનો ॥ લોચ કરે નરરાય ॥ ૧૨ ॥

## ઢાળ.

### ઈમ ધનોધણને પરિચાવે એદેશી.

તવ ભરતેસર વિનવેરે ભાઈ ॥ ખમ ખમ મુજ અપરાધ ॥ હું ઓછોને ઉછાંછળોરે ભાઈ ॥ તુતો છે અતિહે આધારે ॥ બાહુબળ ભાઈ ધુકુર્યું કીજેરે ॥ ૧ ॥ તુ મુજ શીરનો સેહરોરે ભાઈ ॥ હું તુજ પગની ખેહ ॥ એ સવી રાજ છે તાહરૂંરે ભાઈ ॥ મન માને તસ દેહરે ॥ બા० ધુ० ૨ ॥ હું અપરાધી પાપીઓરે ભાઈ ॥ કીધાં અનેક અકાજ ॥ મેં

ભ વસે મુકાવીઆરે ભાઈ ॥ ભાઈ અશ્રાણુંનાં રાજરે ॥ બા૦ બુ૦ ૩ ॥ એક બંધવ તુ માહરેરે ભાઈ ॥ તે પણ આદરે એમ ॥ તો હું અપજશ આગળોરે ભાઈ ॥ રેસુ જગમાં કેમરે ॥ બા૦ બુ૦ ૪ ॥ કોડ કહુસુ તુજનેરે ભાઈ ॥ તાતજી રૂષભની આણ ॥ એક વાર હસી બોલનેરે ભાઈ ॥ કરી મુજ જન્મ પ્રમાણરે બા૦ બુ૦ ॥ ૫ ॥ ગુનહ ઘ ણો છે માહરોરે ભાઈ ॥ બગસો કરી સુપસાય ॥ રાખો ર ખે દુહવાણ કીસોરે ભાઈ ॥ લળી લળી લાગુ પાયરે બા૦ બુ૦ ॥૬॥ ચક્રીને નયણે ઝરેરે ભાઈ ॥ આંસુડાંની ધાર ॥ તે દુખ જાણે તેહરેર ભાઈ ॥ કે જાણે કીરતારરે બા૦ બુ૦ ॥ ૭ ॥ નીજ નયરી પનોતા ભર્ણરે ભાઈ ॥ જાતા ન વહે પાય ॥ હા મુરખે મેં શું કરયુંરે ભાઈ ॥ ઈમ ઉભા પસ્તા મરે ॥ બા૦ બુ૦ ॥ ૮ ॥ વ.વ.ધ વચન ભરતેસનારે ભાઈ ॥ સુણી નવી રાખ્યા તેહ ॥ મોટા આદર કેગ ફેરે ભા ઈ ॥ જીમ હાથેલી રેખારે બા૦ બુ૦ ॥ ૯ ॥ કેવળ લહી મુગતે ગયારે ભાઈ ॥ બાહુ બળ અણગાર ॥ પ્રાતસ મે નીત પ્રણમીએરે ભાઈ ॥ જેમ હોય જય જયકારરે બા૦ બુ૦ ॥ ૧૦ ॥

## કળસ.

શ્રી રિષભ જીન પસાય ઈણી પરે ॥ સંવત સતર એકે ત્તરે ॥ ભાદ્રવા સુદ પડવા દીને ॥ રવીવાર ઉલટ ભરે ॥ વી મળવીજે ઉવઝાય સદગુર ॥ સીસ રતન કહે સુભવરે ॥ બાહુ બળ મુનીરાજ ગાતાં ॥ રમાવીજે જય સીરી વરે ॥

સમાપ્ત

# જાહેર ખબર.



હું નીચે સહી કરનાર વીનયપુર્વક અરજ કરૂ છું જે અમારી આફીસમાં નીચે જણેલાં પુસ્તકો વેચાતી મળશે.

ઓખાહરણ, સદેવંત સાવળીંગા, ગુજરંકાવલી, પંચ કલ્યાણની પુજા, પ્રતીક્રમણસુત્ર, લીલાવતીનો રાસ, પદ્માવતીની વારતા, ઊદ્યમકર્મની વારતા, હોવાની કાયદો, કીર્તન, નળાખ્યાન, નરચીસી, લેલીમજનુનો કીસ્સો, ચોવીસી, મલીનાથની, સુંદરવીલાસ, સ્ત્રી મનોરંજક, સતી સરની કથા, નરસીમેતાનુ મામેરૂ, મોતીસાના ઢાળીયા, સુકનાવળી, જઈન ધરમની લાવણી, છમાઈનો રાસ, અંજનાનો રાસ, સીતાના મહીના, અંગદવારનો ઝઘડો, એ વીગેરે તમામ જાતના છાપખાના તથા જઈન ધરમનાં પુસ્તકો મળશે.

સદરહુ ચોપડીઓ ઘણીજ કીફાયતથી આપવામાં આવશે.

**કાળીદાસ સાંકળચંદ.**

અમદાવાદ ટાઈમ્સ પ્રેસનો માલીક.